# સંગીત મંગલ બિંદુ.

—લેખક.—

મંગલદાસ દામોદરદાસ શાહ.

'બ્રહ્માણી સ્તવન'ના લેખક.

મુ૦ આંબલીઆરા (ગુજરાત.)

પ્રકાશક.

મંગલદાસ દામોદરદાસ શાહ.

મુ૦ ખરવાદ.—પો. બહેલાપુર.


સવત ૧૯૭૪ સને ૧૯૧૭

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

ધી ગુજરાત પ્રીન્ટિગ પ્રેસમા શાહ સોમાલાલ મંગલદાસે છાપ્યુ પાંચકુવા—અમદાવાદ.


મૂલ્ય રૂ. ૦—૪—૦.

# સુચના.

---

કોઇ પણ બાબતનો ખુલાસો અગર ચોપડી મંગાવવા વિષે લેખકને લખ્યું હશે. તો તે બાબતો જવાબ તુરત લેખક તરફથી કરવામાં આવશે ને કદાપી જવાબ ના મળે તો એમ ધારવું કે લેખકની ગેર હાજરી છે તો તે બાબત ( શા. સોમચંદ જીવાદાસ મુ૦ નેરલ તા૦ કરજત )ના સરનામે ફરીથી લખવું. તો માગેલો ખુલાસો યોગ્ય રીતે આપવ.માં આવશે. લી૦

લેખક.

**અગાઉથી ગ્રાહક કરનાર.**

| | |
|---|---|
| શા. સોમચંદ જીવાદાસ | સીણોલ. |
| શા. છોટાલાલ છગનલાલ | સોનાસણ. |
| શા. મંગલદાસ લલ્લુભાઇ | સીણોલ. |
| શા. ઓચ્છવલાલ તારાચંદ | આંબલીઆરા |

આ પુસ્તકના અગાઉ ગ્રાહકો કરવા તમોએ જે મારા પ્રત્યે લાગણી દરસાવી પરિશ્રમ લીધો છે જેથી આ ઠેકાણે તમારો આભાર માની તમારૂ મુબારક નામ દાખલ કરી કૃતાર્થ થાઉં છું.

લી૦ તમારો સ્નેહી મિત્ર (મંગલ)ના યથા

યોગ્ય પ્રણામ સ્વિકારસો

# સંગીત મંગલ બિંદુ.

—લેખક.—

મંગલદાસ દામોદરદાસ શાહ.

'બ્રહ્માણી સ્તવન'ના લેખક.

મુ૦ આંબલીઆરા (ગુજરાત.)

પ્રકાશક.

મંગલદાસ દામોદરદાસ શાહ.

મુ૦ ખરવાઇ—પો. બદલાપુર.

સવત ૧૯૭૪ સને ૧૯૧૭

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

અમદાવાદ.

ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગલદાસે છાપ્યું.

મૂલ્ય રૂ. ૦—૪—૦.

# પ્રસ્તાવના.

વ્હાલા વાંચકો !

આ એક નાના કદના પુસ્તકની પ્રસ્તાવના તો હોયજ શાની ? અર્થાત છાજે પણ નહિ. પણ અમુક કામ કરવાનો કંઇ પણ હેતુ તો હોવોજ જોઇએ તે નિયમ અનુસાર આ પ્રસંગે તે બાબત સહેજ આલેખવા રજા માગું છું કે,

સદરહુ સંગીત મંગલ બિંદુનું પુસ્તક પ્રસિદ્ધમાં લાવવાની મારી અડગ પ્રેરણા લાંબા સમયથી પરમાત્મા ચર્ણ શર્ણમાં રમ્યા કરતી હતી. જેને પ્રભુએ આજ બ્હાર પાડવાની સ્હાયતા આપી છે. તે અતિશય આનંદિત થતાં મ્હારી અલ્પ મતિનું જીવન સફળ થયું સમજાુંછું.

હવે મજકુર પુસ્તક લખવાનો મારો હેતુ વ્હાલા સાહિત્ય પ્રેમીઓને જણાવી ક્ષમા માગીશ કે આ પુસ્તક લખવામાં લેખકે જે જે પ્રયાસ લીધા છે તે તે ખાસ જનસમુહના આનંદના માટેજ છે ! તો સખીજનો તેનો સદઉપયોગ કરી તેમ ગુણગ્રાહી થશે તો મારો પરિશ્રમ હું સફળ થયો એમ સમજીશ ?

અંતમાં નિવેદન કરવા હીંમત કરીશ કે ભ્રાતો ? હું કંઇ કવિ યા સારી લેખક પંક્તીમાં નથી કે મ્હારી કૃતી સાહિત્ય પ્રેમીયોને રૂચીકર નીવડે પણ એક તો મારી મૂળની હઠીલી ભાવના ને બીજું ગમે તે એક નજીવુ યા મોટું કામ કરવાનો હેતુ એ કે જે પ્રભુએ પાર પાડયો છે. બાકી મારામાં કંઇજ નથી હું અલ્પમાં શું ? હોઇ શકું. જે છે તે બધું પ્રભુનીજ વિભુતી છે. ને તેજ કર્તાની પ્રેરણાથી સર્વ થાય છે. વાસ્તે આ કૃતીમાં દોષો હશેજ તે મને વાંચનાર માફ કરશે.

મુ. ભાથીજીના આંબલીઆરા.
તા. ૨૫-૧૦-૧૭.

લી૦ આપનો શુભેચ્છક.

મંગલદાસ દામોદરદાસ શાહ.



ॐ

# સંગીત મંગલ બિંદુ.

## છુટક કાવ્યો.

### શારદા સ્તુતિ.

#### હરિગીત છંદ.

દેવી દયાળી, સુખ શાળી, વિમળ વાણી આપજે !
આ રંક પર કરૂણા કરી, શિર હસ્ત પ્રેમે સ્થાપજે;
ગાવા ગુણો તુજ પ્રેમથી, આ દાસ તારો ચાહય છે,
ખરે ! જગત પર દેવી દયાળી, શારદા તું માય છે. ૧

તું સર્વ જગની છે જનુની, આશ પૂરે સહુ તણી,
તા'રી સકલ લીલા ખરે, મુજથી ભણાએ ના ભણી;
વળી તાહરી કૃપા વડે રે ! વૃદ્ધિ ધનની થાય છે,
ખરે ! જગત પર દેવી દયાળી, શારદા તું માય છે. ૨

મા શીવ, બ્રહ્મા, શેષ સહુ, તુજ ગુણ ગાતા હરનિશે,
વળી ભક્ત તા'રા સ્મરણુ કરતા, પેખુ હું જગની વિષે;
તુજ દર્શનેથી સકળ જનનાં, દુ:ખ દૂર પળાય છે,
ખરે ! જગ્ત પર દેવી દયાળી, શારદા તું માય છે. ૩

તું પાઠ પ્રેમે ભાખશે, નીશદિન તે સુખીઓ થશે,
ટળે મૂર્ખતા નિજ ઘેર જઇ, વાસો પ્રીતે લક્ષ્મી વસે;
તુજ કળા અકળીત તો ગણી, નવ શેષથી વરણાય છે,
ખરે ! જગ્ત પર દેવી દયાળી, શારદા તું માય છે. ૪

રે ! જ્ઞાન કેરા તારમાં, વા શાસ્ત્ર કેરા સારમાં,
હુન્નર હુન્નરોમાં તથા, વિદ્યા અને વે'પારમાં:
તા'રી કૃપા જો નવ મળે, તે વિન જન ભરમાય છે,
ખરે ! જગ્ત પર દેવી દયાળી, શારદા તું માય છે. ૫

તુજ મયૂરનું વાહન કરે, સારંગી કર માંહે ધરે,
સુંદીર શિરે કીરીટ શોભે, જોઇ દુરિજન તો ડરે;
સૌન્દર્ય તા'રૂં જોઇને, તુજ ભક્ત તો મલકાય છે,
ખરે ! જગ્ત પર દેવી દયાળી, શારદા તું માય છે. ૬

તા'રી ગતી જાણી નહિ, પાષાણ સમ તે માનીએ,
તા'રી ગતી જાણી નહિ, તે મૂર્ખના સમ જાણીએ;
રે ! રે'મ તા'રી નજરથી, આ ગુણ 'મંગલ' ગાય છે,
ખરે ! જગ્ત પર દેવી દયાળી, શારદા તું માય છે. ૭

## 'પ્રભુ પ્રત્યે.'

### હરિગીત.

શિશુપણું મેં સકળ તો, રે! રે! ગુમાવ્યું ખેલમાં,
તમ નામને છોડી દઇ, રે! રે! ફર્યો હું છેલમાં;
વળી પાપને કુકર્મના, ઢગલા અહા બેઠો ભરી,
રે! રે! દયાળુ દેવ મમ, તુજ ભક્તિને મેં પરહરિ. ૧

અભિમાનમાં લપટાઇને, બની મસ્ત નિશદિને ફરી,
જાશે જોબન જુજ દીનમાં, તે વાત માની નવ ખરી;
ના ભાવથી હું તો ભજ્યો, રે! ખ્યાલમાં તમને ધરી,
રે! રે! દયાળુ દેવ મમ, તુજ ભક્તિને મેં પરહરિ. ૨

છોડી સકળ ફીકર અને, ફોગટ ફર્યો હું ફેલમાં,
ખાધું પીધું મોજે કરી, રે! રે! બગીચા મે'લમાં;
દોષો દીધા મેં અવરને, પણ દીલ દયા તો નવ ધરી,
રે! રે! દયાળુ દેવ મમ, તુજ ભક્તિને મેં પરહરિ. ૩

મારૂં અરે ? મારૂં કરી, ધારી બેઠો તો ધ્યાનમાં,
પણ રે! હવે સમજ્યો હું તો, પડશે જવું શમસાનમાં;
આ છે બધું પણ લેશ માત્રજ, માહયરૂં નથી રે! હરિ,
રે! રે! દયાળુ દેવ મમ, તુજ ભક્તિને મેં પરહરિ. ૪

હું તો ભુલ્યો છું ભાન પણ, ભાઇ વિચારી ચાલજે,
આ દુઃખમય સંસારમાં, જાણી સુખો ના મા'લજે;
ધરી વાલને મંગલ પીજે, પ્રભુ નામનો પ્યાલો ભરી,
રે! રે! દયાળુ દેવ મમ, તુજ ભક્તિને મેં પરહરિ. ૫

# 'અમોને એજ પ્યારૂં છે!'

## ગઝલ.

ગૃહે જમવું અમોને તો, અરે! રે! રે! અકારૂં છે:
સદા હૉટલ મહી ખાવું, 'અમોને એજ પ્યારૂં છે.'
સતી સમ પ્રાણની પ્યારી, તજી દેઇ અમો એને;
ખરે! વેસ્યા ગૃહે જાવું, 'અમોને એજ પ્યારૂ છે.'
પ્રભુના ગુણના ગાનો, ખરે! ગાવા તજી દઇને;
સદા નાટક તણાં ગાવું, 'અમોને એજ પ્યારૂં છે.'
તજી દઇ સુખ સાગરને, જઇને દુ:ખ દરિયામાં;
ખરેખર! પ્રેમથી ન્હાવું, 'અમોને એજ પ્યારૂં છે.'
બુરી આદત અમોને જે, જરૂર પ્રેમેથી બતલાવે;
ખુશી તેના પરે થાવું, 'અમોને એજ પ્યારૂં છે.'
અમોને ભકિત કરવાને, બતાવે પ્રેમથી કોઇ;
તહાં તેના પરે ધાવું, 'અમોને એજ પ્યારૂં છે.'
તજી શ્રીવર તણી માળા, તજી સુકર્મનો રસ્તો;
પ્રીતે કુમાર્ગમાં જાવુ, 'અમોને એજ પ્યારૂં છે.'
રહે નીતી મહી કોઈ, તહાં તેને હું સમજાવી;
અનીતીનેજ બતલાવું, 'અમોને એજ પ્યારૂં છે.'
અમોને એજ પ્યારૂં છે, અવર તે તો અકારૂં છે;
તમોને જેહ પ્યારૂં છે, અમારૂં એજ ન્યારૂં છે.

× × × × ×

ભુલે મંગલ ખરે તું તો, છતાં અમૃતનો પ્યાલો;
અહા પ્રીતે થકી પાવું, 'અમોને એજ પ્યારૂં છે.'

## અજ્ઞાની જીવડાને.

( દાસ પરે દયા લાવોરે એ–રાગ. )

ગુણ ગોવીંદના ગાનેરે,
અજ્ઞાની જીવડા, ગુણ ગોવીંદના ગાને
ડુબે કાં દુઃખ સાગરમાં, પ્રોયું ના મન ભુદરમાં;
ચીત્તમાં ચતુરા માને માનેરે— અજ્ઞાની.
ભર્યું ભાથુ ના ભક્તિનું, પરહરિયું પદ મુક્તિનું,
છતાં ભુલે વિભુ શાને શાનેરે— અજ્ઞાની.
માયાને દે વિસારી, ભેટવા ‘શ્રીવર’ ધારી
‘મંગલ’ રટજે તું ટાણે ટાણેરે—અજ્ઞાની,

---

## બીડીના અવગુણ વિષે.

—મનહર છંદ.—

અતિ અવગુણ કરનારી, બીડી બદમાશ,
તેવી તોય ભાવ આણી લોક સહુ ચહાય છે:
થાય પીધે ક્ષય રોગ, કદી થાય દેહ ભોગ,
કુમળુ કાળજુ સૌ, ફોલી ફોલી ખાય છે.
કદી નવ હોય પાસે, જાણે જીવ તેથી જાશે,
ભલે હોય નીચ તેની, પાસથી લેવાય છે;
અંતર ઉઘાડી જુવો, નકામું કાં દ્રવ્ય ખુવો,
વદે છે ‘મંગલ’ ભાઇ, ફાયદો શું ? થાય છે. ૧.

---

# વિભુ કળા.

## —ગઝલ.—

હરિહર શી કળા તારી, કળી શકાય ના એવી;
વિના ટેકે ઉભાં રાખ્યાં, અરે ! આકાશને પૃથ્વી.
ફળ, ફૂલ, ઝાડ ને ડાળાં, નદી ને'રા અને દરિયા;
શશી સૂરજ ને તારા, વળી પાષાણુ તેં કરીયા.
બનાવ્યાં ધન અને ધાન્યો, જીવો જંતુ સકળ કેવાં;
મણા કે'તાં નહિ આવે, અહાહા ! ! કામ છે એવાં.
'મુસાફર' જીવ મન સમજી, વિભુજી કેમ વિસારો;
જનમ આ દુર્લભજ દીધો, 'મનુષ્યા' દેહ રૂપાળો.
સહુ ધન, મ્હેલ ને માળા, અકાળાં સહુ થશે ભાઇ;
ન આવે સાથમાં કાંઇ, બનો તઇયાર ગુણ ગાઇ.
વળી રંભા સમી રાણી, નિહાળો સ્નેહના સાથી;
નથી 'સ્નેહીજ પણ' શત્રુ, સહુ માયા તણા હાથી.
ફસાવે આખરે ફાંસે, ટળાવે મોક્ષની બા'રી;
પિતા, માતા, સુતો, ભગ્રી, સકળ તે નર્કની ડાળી.
જશે આત્મા તજી કાયા, ન કોડી આવશે કામે;
ઉપાડીને સગાં તુને; જશે સમશાનના ધામે.
સુવાડીનેજ ચીતાએ, અરે ! પ્રગટાવશે હોળી;
પ્રજ્નળી મુકશે તુને, ખરે ! તુજ હાડને ખોળી.
ધરી તું સ્નેહને મંગલ, શીખામણ માનજે સાચી;
જવા સીધું તણી સફરે, પ્રભુ લે પ્રેમથી યાચી.

# ભુલેલા ભમરાને.

—ગઝલ.—

અરે ! હે જ્ઞાનના પંથી, ભુલે કાં માર્ગ જાવાનો ?
ધરી લે નીતિનો રસ્તો, પ્રભુની પાસ જાવાનો.
વલોવે વીખને કાં તું, મુઝાવા મોહ સાગરમાં;
જાણી પેખી અરે ! જીવડા, ભુલાવા ભેદના ઘરમાં.
ડુબવશે લ્હેરનાં મોજાં, દુઃખો તે કાં ? સહન કરશે,
ધણી લે નાવનો ગોતી, સફળમાં સંકટો હરશે.
જીવનના તારને તોડી મહુકી વીખની ફોડી,
અચળ આરામ લેવાને, પ્રભુથી પ્યાર દે જોડી.
વળી ! તુજ શુભ થાવાને, ઇચ્છે શાને તદન અવળું,
રીઝાવી લે જગત સ્વામી, સફળ જેથી થશે સવળું.
જનમ આ જગતનામાંહે, આવે જાવે પુનર દેખો,
તજી લાભો કુછંદોના, ગતિ સરિતા તણી પેખો.
ભલે હો રંક કે રાણો, હરિ દ્વારે સહુ સરખાં,
નહિ લાંચે પતાવાએ, અવળ શાને કરે વલખાં.
થશે ત્યાં ન્યાય સાચોરે, પુરી લેશે અરે ! જડતી,
અધીરા ના બને મનડા ? થશે તાં તાહરી પડતી.
અભાગી શીખ આ સમજી, પ્રભુની માળ કંઠે ધર,
તું મંગલ નીશદીન ભજજે, ધરીને સ્નેહ વિભુપર.

# " ભુલે કાં ભાન મુસાફીર ? "

## —ગઝલ.—

અહા ! એ પંથના સુવીર, રહ્યો કાં ધારી દીલે ધીર
ઉતરવાની સરિતા તીર, " ભુલે કાં ભાન મુસાફીર."
ખરાને ખોટું તું માને, બની ચકચુર અભિમાને,
પડે તું નિંદમાં શ્યાને, " ભુલે કાં ભાન મુસાફીર."
હજી જો જાગીને ભાઇ, જશે અંતે તું પસ્તાઇ.
પ્રીતે લે 'શ્રી' ગુણો ગાઇ, " ભુલે કાં ભાન મુસાફીર."
હતો શો કોલ સંસારે, કર્યો તો નાથ દરબારે,
બધું શા માટ વિસારે, " ભુલે કાં ભાન મુસાફીર."
ભરી લે ભક્તિનું ભાથું, મીઠાં ફળ ખંતથી ખા તું,
તરી જા નાળું ગેબી તું, " ભુલે કાં ભાન મુસાફીર."
મુઝાઇ મોહ સાગરમાં, ભમે શું ભેદના ઘરમાં,
મલે શું સાપના દરમાં, " ભુલે કાં ભાન મુસાફીર."
જરૂર છે ડંખ તે ઝેરી, થયો કાં તું અતિ લ્હેરી,
નથી કો' સ્નેહી કે વેરી, " ભુલે કાં ભાન મુસાફીર."
જવાનું છે અચુક કાલે, અને તું તો અતિ મા'લે,
રહી જાશે જરૂર ઠાલે "ભુલે કાં ભાન મુસાફીર."
ધરીને ધ્યાન ધરણીધર, પ્રભુ પ્યાલો પ્રીતિથી ભર,
કુછંદોને તુ તો પરહર, " ભુલે કાં ભાન મુસાફીર."
જગત આ સ્વપ્ન સમ ભાસે, જરૂર આ જીવ તો જાશે,
અચુક તે વાર મુંઝાશે, " ભુલે કાં ભાન મુસાફીર."

# "ભમે છે કાં અરે ! મનડા."

## —ગઝલ—

અહા ! તું સુણને વાલા, "ભમે છે કાં અરે ! મનડા;"
પીવે કાં વીખ તું પ્યારા, "ભુલીને ભાન તું મનડા."
અમીને કાં તુ વિસારે, અને તું શું મજા ધારે;
અચુક વ્હાલા તણા હારે, "ભમે છે કાં અરે ! મનડા."
ગયું જે તે જવાદેને, રહ્યું તે તું ગૃહી લેને:
અધીરો થાય તું શેને, "ભમે છે કાં અરે ! મનડા."
રખે તું આ સમો ભુલે, સફળ તારી સુધારી લે:
અચળ આરામ ગોતી લે, "ભમે છે કાં અરે ! મનડા."
હતો આવ્યો અહીં શાને, ધરી લે ખ્યાલ તે ભાને;
રમે કાં તું અભિમાને, "ભમે છે કાં અરે ! મનડા."
હતો શો ? કાલ દરબારે, કર્યું આવી શું ઘરબારે:
અરે ! કાં તું બધું બાળે, "ભમે છે કાં અરે ! મનડા."
નથી તેમાં મજા ભાઈ, અરે ! જાશે તુ પસ્તાઈ:
કરી લેને તુ સરસાઈ, "ભમે છે કાં અરે ! મનડા."
કર્યું શું ? શુભ તેં કો'નું, કહોને ? રાખ કાં છાનું;
અરે ! શું ? ગોતશો બ્હાનું, "ભમે છે કાં અરે ! મનડા."
જમાનો આ આત વેરી, બનાવ્યા કૈકને ઝેરી:
છતાં તું થાય કાં ? લ્હેરી, "ભમે છે કાં અરે ! મનડા."
રટી લે ચક્ર પ્રાણીને, જરા તું રે'મ આણીને;
ન ભુલી જઈશ જાણીને, "ભમે છે કાં અરે ! મનડા."

# "ડુબે કાં તું દુઃખ દરિયે!"

## ગઝલ.

અરે! જોને જરા જાગી, "ડુબે કાં તું દુઃખ દરિયે!"
ભુલીને ભાન નિરભાગી, "ડુબે કાં તું દુઃખ દરિયે!"
ન લીધું નામ હરિહરનું, ભર્યું ના ભક્તિનું ભરણું;
તજી અમૃતનું ઝરણું, "ડુબે કાં તું દુઃખ દરિયે!"
થયો માયા તણો રાગી, સુબુદ્ધ લેસ ના લાગી;
બની અભિમાનનો ભાગી, "ડુબે કાં તું દુઃખ દરિયે!"
અતિશે લોભને લાગ્યો, જરાએ ક્રોધ ના ત્યાગ્યો;
કુકર્મોથી નહિ ભાગ્યો, "ડુબે કાં તું દુઃખ દરિયે!"
પુરો વ્યભિચારને લાગી, બની અતિ કામનો રાગી;
લગન નવ મોહની ત્યાગી, "ડુબે કાં તું દુઃખ દરિયે!"
કદી સત્સંગ ના કીધો, ભજનમાં ભાગ ના લીધો;
ન પૈસો પુન્યમાં દીધો, "ડુબે કાં તું દુઃખ દરિયે!"
દયા ના દીલમાં જોઈ, જુઠામાં જીંદગી ખોઇ;
પ્રિયાના પ્રેમમાં મોહી, "ડુબે કાં તું દુઃખ દરિયે!"
સુખો સંસારનાં લેવા, કરો સુકૃત્યની સેવા;
પ્રિતે 'મંગલ' ભજો દેવા, "ડુબે કાં તું દુઃખ દરિયે!"

## સોરઠો.

ડુબે છે તું ભાઈ, જાણીને કાં સાગરે;
મુક્તિ પદ ગુણ ગાઈ, લે પ્રિતે પ્રભુ પાસથી.

---

# યુવાનીમાં ભુલેલા જીવને ઉપદેશ.

—ગઝલ—

યુવાનીમાં ભુલી જઇને, મુસાફર તું ફરે છે કાં ?
અની મદ મસ્ત મકલાતો, જગતમાં રે ! ફરે છે કાં ?
યુવાની તો દિવાની છે, ખરેખર ઝેરની પ્યાલી;
છતાં ભુલી જઇને તું, અરે હસ્તે ધરે છે કાં ?
અતિ મે'નત કરીને તું, કમાયો પ્રેમથી પૈસો;
અહા ? તેને તુંતો પળમાં, અરેરે !! પરહરે છે કાં ?
ખરે ? તે માર્ગ છે એવો, અરેરે !! લાજ લુંટાએ;
છતાં તું અંધ થઇ પ્યારા, લુટાવાને કરે છે કાં ?
અરે વ્યભિચાર સેવનથી, નહિ વિશ્વાસ કો' કરશે;
અની છટકેલમાં અંધા, વ્યભિચારે ફરે છે કાં ?
કપાવે શીશ તે પળમાં, સદા રે' જીવ જોખમમાં;
પરાયો માલ છે એવો, છતાં તેને હરે છે કાં ?
હરિની સેવને પ્રેમે, અજાવાની તજી દેઇ;
અભાગી ઝેરની પ્યાલી, ખુશી થઇને ભરે છે કાં ?
પતિવ્રત ભંગ કરવાને, અવરની નારનું તું તો;
યુવાનીમાં ભુલી જઇને, અરેરે !! આદરે છે કાં ?
વળી કુમાર્ગ તજવાને, ભુદરની ભક્તિ ભણવાને;
સુમાર્ગે માંહી સંચરવા, અભાગી તું ડરે છે કાં ?
અહા ! તું સુજ્ઞ છે ત્યારે, સુણીને શીખ આ મારી;
પુછું 'મંગલ' હૃદય તા'રૂં, કહેને રે ! બળે છે કાં ?

# યોગી કે ઢોંગી ?

## —હરિગીત—

સંસાર ત્યાગ્યો પ્રેમથી, માયા ન તેં અળગી કરી,
સંસારી જનને ધુતવા, જટ્ટા માહા શિરે ધરી;
સ્કંધે ભરાવી જોળીને, અહા ! યોગ તો રૂડો ધરે,
જા ! જા ! અલ્યા યોગી અરે ! શું ! ધુતવા ધંધો કરે.
વસ્ત્રો અરે ! ભગવાં કરી, અંગે ધરે છે પ્રેમથી,
ભસ્મ લગાવે શરીરને, લોકો ભમાવા નેમથી;
હરિ નામને સમરે નહિ, નહિ ક્રોધને જીત્યો ખરે,
જા ! જા ! અલ્યા યોગી અરે ! શું ? ધુતવા ધંધો કરે.
હરિ નામને છોડી દઇ, મનમાં ગમ્યું આ તુજને,
ધીક ધીક જનેતા તાહરી, તારા સમાને કાં જણે ?
સહુ સ્નેહીને દીધાં તજી, પણ મન માયામાં ફરે,
જા ! જા ! અલ્યા યોગી અરે ! સું ધુતવા ધંધો કરે.
મહા મંત્ર જાદુનો ભણ્યો, નીશદીન કપટે છે સુરો,
બુદ્ધિ બગાડીને અરે ! કાં થાય કામે તું પુરો;
અલમસ્ત થઇ રે'છે સદા, કપટી નજરથી કાં ફરે ?
જા ! જા ! અલ્યા યોગી અરે ! શું ધુતવા ધંધો કરે.
ઉદર ભરે છે તું અરે ! માગી ભમીને ભેખરે,
અહા ! કાં ડુબે છે દુઃખમાં, નયનો ઉઘાડી પેખરે;
પ્રીતે ભજી પ્રભુ નામને, પદ મુક્તીનું તું લે અરે !
જા ! જા ! અલ્યા યોગી અરે ! શું ધુતવા ધંધો કરે.

# " જીવન પરમાર્થમાં ગાળો "

## ગઝલ.

અરે ! મમ પંથના સાથી, અરજ આ ઉરમાં ધારો;
સફળમાં સિંધુથી તરવા 'જીવન પરમાર્થમાં ગાળો;'
સદા સત્સંગને સેવો, કરીને ભસ્મ કુટેવો;
મળે જેથી મીઠો મેવો, 'જીવન પરમાર્થમાં ગાળો.'
વિષયની વાસના છોડી, પ્રભુથી પ્યાર દો જોડી;
શુ ગોતી જ્ઞાનની ગોડી, 'જીવન પરમાર્થમાં ગાળો !'
અમીરી છે નહિ નીશ દીન, ફકીરીનો અજબ છે સીન;
રહો શાને અતિશય ભીન, 'જીવન પરમાર્થમાં ગાળો !'
સુખો સૌ સ્વાર્થમાં ગાળો, કરો પરમાર્થ કાં ખારો;
નથી ખારો અતિ સારો, 'જીવન પરમાર્થમાં ગાળો !'
કરોને દાનને દીનતા, હરોને રંકની ચિંતા;
ગણોના તેહમાં ભિન્નતા, 'જીવન પરમાર્થમાં ગાળો !'
અપંગો સંકટે રઝળે, જુવો છો તે તમો નજરે;
છતાં કાં ના હૃદય પજળે, 'જીવન પરમાર્થમાં ગાળો !'
ગુરૂના ચર્ણમાં ઝૂમી, હરિ લ્યો બોધને ચૂમી;
તજી આ દેવો છે ભૂમી, 'જીવન પરમાર્થમાં ગાળો !'
સમય સૌ ખેલમાં ગાળો, ખરી ચાવી ન વિસરો;
અરે ! આ બાજી ના હારો: 'જીવન પરમાર્થમાં ગાળો !'
ગૃહી લ્યો સાર આવારે, સફળ આ છે અતિ ભારે;
મંગલ કાં વીખને ધારે ! 'જીવન પરમાર્થમાં ગાળો !'

---

# ‘ અમુલા સ્વાદને ચાખો ! ’

## ગઝલ.

ફકીરી ઉર ધારીને, અમીરીને અલગ રાખો !
સદા મદ, મોહ મારીને, ‘ અમુલા સ્વાદને ચાખો. ’
ખરે! ખર જુઠ તો ખારી, અતિશય દુઃખ દેનારી,
ટળાવે મોક્ષની બા’રી, ‘ અમુલા સ્વાદને ચાખો. ’
રમી કુછંદની બાજી, બનો કાં મુર્ખ મન રાજી;
સજા દેશે જરૂર કાજી, ‘ અમુલા સ્વાદને ચાખો. ’
વિષયના વા’લને છોડી, પ્રભુથી પ્યાર દો જોડી;
ત્રીયાના તારને તોડી, ‘ અમુલા સ્વાદને ચાખો. ’
ભુલો કાં ભાન હે માનવ, જરા જો જો બળે છે દવ;
ખરેખર ? આ બગાડો ભવ, ‘ અમુલા સ્વાદને ચાખો. ’
ચુકાવી પાપનું ભાડું, ભરી લો ધર્મનું ગાડું;
તજી દષ્ટ વીખના લાડું, ‘ અમુલા સ્વાદને ચાખો. ’
ફરો છો કાં બની સૂરા, ઇલાજો છે ઘણા બૂરા;
બની પ્રભુ પ્રેમમાં પૂરા, ‘ અમુલા સ્વાદને ચાખો. ’
સકળ સુખો જશે ડુલી, વિષયમાં કાં ફરો ફુલી;
‘પ્રભુ’કાં નામ દો ભૂલી, અમુલા સ્વાદને ચાખો. ’
ધરીને પ્રેમની માળા, કરી લોને પ્રભુ પ્યારા;
ગૃહી ભકિત તણા ભારા, ‘ અમુલા સ્વાદને ચાખો. ’
પ્રીતે અમૃતને પીવા, હૃદયમાં કાં કરો બીવા;
પી લો મંગલ કરી દીવા, અમુલા સ્વાદને ચાખો.

# " કન્યાવિક્રય વિષે ! "

## —ગઝલ.—

જુઓ જાગી અરે વીરા, ભરતભૂમીતણા વાસી;
વિક્રય કન્યાતણો કરવા, બનો છો કાં અભિલાષી ? જુઓ ?
ગરીબડી ગાય સમ 'બાળા,' કરો કાં સંકટો માથે ?
અરે ! નાણાતણી ખાતર, સુપો કાં વૃદ્ધની સાથે ? જુઓ ?
અહા ! તે વૃદ્ધની સાથે, નહિ તેને સુખો મળશે;
વળી વિધવા બને કન્યા, સુખો સંસારનાં ટળશે. જુઓ ?
અરે ! તે રક્તનું નાણું, લઇ તમને નાહ પચશે;
હશે તમ પાસ જે પ્યારા, ખરે તે પણ નહિ બચશે. જુઓ ?
જનો જે પુત્રીને વેચે, કસાઇ તે થકી સારા;
કનીષ્ટ કાર્ય તેવું તે, કરો નહિ હે તમો યારા. જુઓ ?
અરે ? કન્યાતણી લક્ષ્મી, રૂવે કીડા લીંધે પડશે;
નરકના કુંડમાં પડશો, સકળ ઉપાધીઓ નડશે. જુઓ ?
નહિ મળશે અરે ખાવા, વળી સુખો સકળ ટળશે;
અભાગી કૃત્ય કામોથી, ખરે નહિ તમતણું વળશે. જુઓ ?
થશે કલ્યાણ નત્ર તેમાં, પ્રભુ રાજી નહિ રે'શે;
અધમ રીવાજ એવો છે, કસાઇ સહુ જનો કે'શે. જુઓ ?
માટેઃ—વિરા વિક્રય અટકાવી, અવરને બોધ તો દેજો;
વળી બદલો તમો તેનો, પ્રભુ પ્રત્યે થકી લેજો. જુઓ ?
સુણી આ શીખ મંગલની, વીરા તમ ધ્યાનમાં ધરજો:
અહા ! નિરદોષ કન્યાનાં, વીરા કષ્ટો સહુ હરજો. જુઓ ?

# જીવને શિખામણ.

## —ગઝલ.—

અંતરથી ના કરો અળગું, હરિનું નામ હે પ્યારા;
ધરણીધરને ધરી ધ્યાને, ભરોને ભક્તિના ભારા.
સદા પરમાર્થના કાજે, સખા ? હે પ્રાણ તો દેજો;
દયાની લાગણી આણી, ગરીબને દાન તો દેજો.
તજી દઇ જુઠની બાજી, અહાહા ! ! સત્યને સેવો;
સદા સદ્ગુણ સંભાળી, ગૃહી લ્યોને મીઠા મેવો.
અવર ધન ને અવર નારી, નિહાળી બાજુએ ખસજો;
તજી કુધર્મને વા'લા, પ્રીતે સુધર્મમાં વસજો.
અપંગો હોય જે તેને, જરૂર આધાર તો દેજો;
ભુખ્યાને ભોજનો આપી, દુઃખીના દુઃખને લેજો.
તજી ખટશત્રુને દેજો, અરે ! તે અલ્પ જ્ઞાની છે;
પડ્યા જો તેહના પંજે, ખરાબીની નિશાની છે.
પુરો ના સાખ કો' ખોટી, ન કો'ની લાંચને લેશો;
ગૃહી તે ખુશ થાશો પણ, પ્રભુની પાસ શું કે'શો.
દઇ વિશ્વાસ કો' જનને, કરોરે ! આશનો ન નાશ;
પડે નિશ્વાસ કે'નો જો, બને તેથી નરકમાં વાસ.
તજી અભિમાન ફળ ઝેરી, ભજોને ભાવથી દેવા;
સ્વદેશી હીતના માટે, સદા કરજો તમે સેવા.
વળી પરનીંદ, પરચાડી, સદા કરવા થકી ડરજો;
મુખે 'મંગલ' રટી હરીને, સુસંતોની સેવા કરજો.

# મમ પુષ્પ.

## —હરિગીત.—

મમ પુષ્પ તો ખીલ્યું અરે! કે'ને સખીરી શું કરૂં ?
મજ બાગનો માળી નહિ, કઇ પેર ધીરજ તો ધરૂં;
આવી રૂતું રે ! ગ્રીષ્મની, ગરમી અહા ! અતિશે પડે,
પણ વહાલથી વારિ ખરે ! પાનાર વિના તો નડે.
રે ! પુષ્પ ખીલી પ્રેમથી, વૃક્ષે પ્રીતે લચકાય છે,
પણ માળી વિના હે સખી, નીરાશ થઇ કરમાય છે;
રે ! અવર સૌ નર નારીઓ, નિત પુષ્પથી ક્રીડા કરે,
મમ પુષ્પ મમ સરદાર વિના, જાણુંછું મિથ્યા ખરે.
'માળી વિના આ વાડીમાં,' મમ પુષ્પને તો ના ગમે,
'માળી વિના આ વાડીમાં, ના શોધ સારૂ કો' ભમે;
'માળી વિના આ વાડીમાં, સખી ! કોણ હાંસેથી રમે,
'માળી વિના આ વાડીમાં, રે ! પુષ્પ તો સંકટ ખમે.
કહું પ્રીત આણીને અતિ, તું ખીલીશ પુષ્પ ના અરે !
તુજ બાગના માળી વિના ના શોધ કો' લેશે ખરે,
તુજ કષ્ટથી અકળાઉ છું, તુજ કષ્ટથી મુંઝાઉ છું,
તુજ કષ્ટથી મમ પુષ્પ પ્યારા, હૃદયમાં ભરમાતું છુ.
માળી વિનાનું સૌ સુનું, માળી વિના ગમતું નથી,
માળી વિના આ હૃદયમાં, શાન્તિથી મન રમતું નથી.

× × × ×

તેમ દીન અતોંશે વહી ગયા, માળી પધાર્યા તો સહી,
પાણી પીધું પુષ્પે, અને, વાડી સુશોભિત થઇ રહી.

# 'ભજી લેને પ્રભુ પ્રાણી'

—ગઝલ.—

કરે કાં મોહ સંસારે? સુખો શાને તું મન ધારે?
પડી રે' ના હવે જાણી? 'ભજી લેને પ્રભુ પ્રાણી.'
જશે જીવ છોડીને કાયા, ખરે? આ ખોટી છે માયા,
વિષયને વીખસમ માની, 'ભજી લેને પ્રભુ પ્રાણી.'
થશે તુજ હાડ રાખોડી, ન સાથે આવશે કોડી,
કર્યા વિન ખોટી તું કાણી, 'ભજી લેને પ્રભુ પ્રાણી;'
જશે જીવ વાયરે ચાલ્યો, જગતમાં શું કહે માલ્યો,
તરી લે સિંધુમાં જાણી, 'ભજી લેને પ્રભુ પ્રાણી.'
રહેશે માતને પિતા, સગાં સૌ બેનને ભ્રાતા;
વળી રંભા સમી રાણી, 'ભજી લેને પ્રભુ પ્રાણી.'
વળી! તું શું? કરે આતો, પ્રભુ જાણે સકળ વાતો;
નથી કૈ તે થકી છાની, 'ભજી લેને પ્રભુ પ્રાણી.'
પ્રભુના ગુણની વાતો, અરે તું કાં નથી ગાતો;
જરૂર ત્યાં રોકશે દાણી, 'ભજી લેને પ્રભુ પ્રાણી.'
ગુમાવે કાં સમય મોંઘો, અરે વહી જાય છે સોંઘો;
ન કરતાં તેહની હાની, 'ભજી લેને પ્રભુ પ્રાણી.'
જશે તું એકલો ભાઇ, કરી લે જેથી સરસાઇ;
ભુલીશ ના તું હવે જાણી, 'ભજી લેને પ્રભુ પ્રાણી'
નિહાળી નાવ નીતિનું, તજી દે નાળુ ભીતિનું;
સુણી સુશીખની વાણી, 'ભજી લેને પ્રભુ પ્રાણી.'

# સંસારી પ્રત્યે ત્યાગીના વિચાર.

—ગઝલ—

કરી સંસારને ખારો, ગણું હું ભેખને પ્યારો;
તજી દઇને સકળ સુખો, કરૂં હું મોહને ન્યારો.
અરે ! છે સ્વાર્થનાં સાથી, સહોદર જે સગાં મારાં;
ન હોયે સ્વાર્થનો હેતુ, રહે તે વેળ સૌ ન્યારાં.
સુતો, ભગ્ની, પિતા, માતા, સગાં વીરા અને વ્હાલી;
મરણ વેળા નહિ કોનું, જવાનું આખરે ખાલી.
સકળ ધન માલ ને માળા, ન કોડી આવશે કામે;
તજી દઇને સકળ સુખો, જવાનું શ્રીહરિ ધામે.
ધરીને ભેખ જંગલમાં, જઇશ હું પ્રીતથી પ્યારા;
બનીને પ્રેમથી યોગી, કરૂં ના શ્રીહરિ ન્યારા.
સુખે આરોગશું ભાઇ. ફળ, ફુલ, પત્રને નીત્તે;
અહા ! કંથા બિછાવીશું, ખરે ! પૃથ્વી પરે પ્રીતે.
ઉપાધીને તજી દેઇ, વરીશ હું ભવ તારકને;
અહા ! સદ્‍ગુણુ સ્વીકારી, ભજીશું દુઃખ હારકને.
તજી દઇને સહુ સાથી, લગાવી ભસ્મ તો અંગે;
પશુ, પક્ષી તણી સાથે, ફરીશું સ્નેહથી સંગે.
વિષય વ્હાલો નહિ પ્યારો, કરીશ હું તેહને ન્યારો;
ધરીને ધ્યાન તારકનું, ભરીશું ભક્તિનો ભારો.
ગણી સો સીખને સારી, ભજીશું જગતનો બેલી;
જગત છે તે સ્વપ્નના જેવું, દઇશ માયા સકળ ઠેલી.

# કુદરતને.

## —ગઝલ—

સુજ્યું શું તુંજને અવળું, કહે કુદરત! અહા મુજને;
જગતની પેખી આ બાજી, પુછું જેથી ખરે! તુજને.
કુકર્મી વેસ્યાના વાસે, સુખ વૈભોગ તેં દીધાં;
સતી જે શાણી છે તેના સંકટનો પાર ના કીધો.
કલંકિત તેં કીધો શાણી, સશિ જે રાય રજનીનો;
સમુદ્રે જળ કીધું ખારૂં, તુજ એ ખેલ કરણીનો.
પંડીતો જગતમાં જે છે, નીરધન તેહને કીધા;
સુગંધી પુષ્પ ગુલાબે, તે વૃક્ષે કંટકો દીધા.
સફળ વૃક્ષે ફુટે પત્રો, રૂતુ વસંતની માંહી;
કરીર વૃક્ષજ શો? ફરો ગુન્હો, અરે! પત્રો ફુટે નાંહી.
સુગંધીદાર કસ્તુરી, કહેને કાળી કાં કીધી;
હળાહળ ઝેર સોમલમાં, સફેદી તેહને દીધી.
ધનાઢયને કૃપણ કીધો, અવળ લીલા દીસે તા'રી;
દારદ્રી જ્ઞાનવંતા છે, કર્યું શું મન વિષે ધારી.
રવી ઉદય થયે ઘૂવડ, અરે રે!! ના સકે ભાળી.
મનોહર કંઠ કોયલનો, કીધી કાં? તેહને કાળી?
સ્વજન જન તો વિરોધીમાં, અરે રે!! કાં ખરે! કીધો.
હશે અપકારમાં જે જન, તહાં વૈભોગ તો દીધો.
જહાં છે વાસ લક્ષ્મીનો, તહાં વંધ્યા અરે! દીધી,
દીસે જ્યાં અન્નના વાંધા, તહા તો સંતતી કીધી.

—મંગલ—

# અહા ! હા ! સ્વર્ગ જાવાનો !

## —ગઝલ.—

હરિથી પ્યારને જોડી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'
ખરે ! માયા સકળ તોડી, પ્રભુના ગુણ ગાવાનો !
પિતા, માતા, સકળ મા'રાં. કરી સહુ આખરે ન્યારાં;
પ્રિયાના પ્રેમને તોડી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'

ભરીને ભક્તિનો ભારો, અરે ! આ દુઃખ દરિયેથી
ગૃહીને પ્રેમની હોડી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'
બનીને મસ્ત હું મા'લ્યો, અનીતિ માર્ગને ઝાલ્યો;
પરંતુ તે હવે છોડી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'

તજી પરનારની પ્રીતી, સદા વરતી અહા ! નીતિ;
ખરેખર ! કામને જીતી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'
વળી મમ મ્હેલને માળા, બગીચા, બંગલા, વાડી;
સકળ પળ એકમાં છોડી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'

અતિ સંકટ કરીને હું, કમાયો પ્રેમથી પૈસો;
ન લેતાં સાથ તે કોડી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'
કરી સદ્દકર્મને હાથે, પ્રભુની પાસ જાવાનો;
શરીર રૂપ કુંભને ફોડી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'

નરોત્તમજીતણી ભક્તિ, કરીશ મંગળ પ્રીતેથી;
ચરણમાં ચિત્તને જોડી, 'અહા ! હા ! સ્વર્ગ જાવાનો !'

# વિયોગી દેહનો પ્રાણ સાથે વિનતી.

## —ગઝલ.—

ગયો ક્યાં પ્રાણ તું પ્યારા ? અરેરે !! મુજને છોડી;
કીધો અપકાર શો તારો ? દીધી તેં પ્રીતને તોડી.
નથી ક્યાં એ નજર પડતો, હવે ક્યાં તુજને ગોતું ?
ભુલું ઉપકાર ના તા'રો, જીગર સાથે મળે જો તું !
રહી બહુ દીન તું પાસે, હવે કાં સ્નેહને તોડયો ?
તજી આ સ્નેહી તારાને, અવરથી પ્યાર કાં જોડયો ?
પલકમાં મુજને છોડી, ગયો તું સ્વર્ગમાં પ્યારા !
પરંતુ તાહરા વીના, બુરા છે હાલ હો ! મા'રા,
દગો દેવો ઘટે આવો ? અરેરે !! 'પ્રાણ' શું તુજને ?
દીઠો અપરાધ શો મા'રો, તજી જેથી દીધો મુજને.
ખરેખર તાહરા વીના, ઉડી મમ અંગની લાલી,
અરેરે !! તાહરા વીના, પડયું આ પિંજરૂં ખાલી.
ગયું સૌ સુખ તો મા'રૂં, હવેરે ! શી ગતિ થાશે ?
અરેરે !! તાહરા વીના, ન કોઇ આવશે પાસે.
જરા જો પ્રેમ દ્દષ્ટેથી, અરે ! આ સ્નેહીને તા'રા !
દયા લાવી જરા દીલમાં, કરી દે ભેટને પ્યારા !
હવે ના હું રહેવાનો, સગાં સહુ મુકશે બાળી;
જરૂર ઓ પ્રાણ તુજ વીના, તલેશે શોધ કો' મા'રી.

## —દોહરો.—

પ્રાણ બિચારો શું કરે, રે ! છે પર આધીન;
સુખ દુ:ખના સાથી થવું, ઇશ્વરના આધીન.

# અહા ! મુક્તિ પદે જાવા ?

## —ગજલ—

ભજી લેને વિભુ પ્યારા, અહા ! મુકિત પદે જાવા;
કરીશ પળ એકના ન્યારા, 'અહા ! મુકિત પદે જાવા.
દીધાં છે નેત્ર તો તુંને, સકળ વસ્તુ નિરખવાને,
નિરખી લે નેત્રથી તારા, અહા ! મુકિત પદે જાવા.'
બનાવ્યાં હસ્ત તો તુંને, ખરેખર ! દાન કરવાને;
કરી લે કાં ભુલે પ્યારા, 'અહા ! મુકિત પદે જાવા;'
દીધું છે મુખ તો તુંને, અરેરે ! ! ભકિત ભણવાને:
વળી ગાવા ગુણો, સારા, 'અહા મુકત પદે જાવા.'
કીધા છે ચર્ણ તો તુને, જરૂર યાત્રા ટણો કરવા;
કરી લે ભાઇ તે મારા, 'અહા ! મુકત પદે જાવા.'
દીધા છે કર્ણ સાંભળવા, નરોત્તમજી તણી લીલા;
સુણી લે પ્યારથી પ્યારા, 'અહા ! મુક્તિ પદે જાવા.'
પ્રભુએ પ્રેમથી તુને, સકળ ઉપાય યોજ્યા છે;
છતાં તું કરે કરે ન્યારા 'અહહા મુકિત પદે જાવા;
પ્રભુના ચર્ણ મન પ્રોઇ, સકળ સંસારને ખોઇ;
ભરીલે ભકિતના ભારા, 'અહા ! મુકિત પદે જાવા.'
વળી આ દ્રવ્ય જે તારૂં, પ્રભુનું તે દીધેલું છે;
કરી લે દાન તું પ્યારા, 'અહા મુકિત પદે જાવા.'
સુણી આ શીખ તું મંગલ, અહાહા ! પ્રીતથી વિભુ;
ધરી લે ધ્યાનમાં તારા, 'અહા ! ભકિત પદે જાવા.'

# કૃષ્ણ પ્રત્યે ગોપી અભ્યર્થના !

## ગઝલ.

અહા ! હે નંદના લાલા, તમારો પ્રેમ બતલાવો;
નમાવું શીશ હું પ્રેમે, પ્રભુના લેશ તરસાવો. અહા !
કટારી નેનની મારી, થઇ ઘેલીજ ગીરધારી
બનું તમ વીન દુઃખકારી, હવે નાસી નહિ જાવો. અહા !
તમે મન પ્રેમને ધારી, કરી તંબોલ પીચકારી;
હવે તે પ્રેમ વિસારો, મુને કાં નાથ ભરમાવો. અહા !
લગાવી પ્રેમની લગની, જણાવી વાત સહુ જગની;
કરો છો રીત કાં ઠગની, તજીને નાસવા જાવો. અહા !
ભુલાવી ભાનને પ્યારા, રહો છો કાં હવે ન્યારા !
દયા દીલમાં ધરી પ્યારા, અહાહા ! સ્નેહ દર્શાવો. અહા !
ધરીને કામળી કાળી, વને ધેનું તમે ચારી;
ગુણો તમ એહને ભાળી, અરે ! પ્રભુ દીલમાં ભાવો. અહા !
સુણી તમ બંસળી સારી, કહું શું ? ગુણ વિસ્તારી;
સદા નીરખું પ્રભુ ધારી, હવે બસ ભેટવા ધાવો. અહા !
તજી દ્યોને સકળ ચાળા, અરેરે !! મોરલી વાળા;
ધરી અંતર અમી ધારા, હૃદયમાં રંગ રેલાવો. અહા !
અતીસે હું કરૂં કાલા, ન જાઓ હે ! તજી લાલા;
બનો ગોપી તણા વાલા, પ્રીતે કર માલ્યરો લ્હાવો. અહા !
ચિંતા ચિત્તમાં અતિ થાએ, વિરહ દુઃખ નાજ સ્હેવાયે;
'મંગલ' સ્વામી તમો આવે, લઉ સંસારનો લ્હાવો. અહા !

# સત્યના માટે

## ગઝલ.

અમે ના સત્યને તજસુ, સદા ગોવીંદને ભજશું;
કદી વીપત્ત પડે તો પણ, ખમીસું 'સત્યના માટે;
હજારો માલ મીલકત ને, બગીચા, બગલા, લાડી,
બનીને સત્યના સાથી તજીસું 'સત્યના માટે.'
અહા ! પરહીતના માટે, નડે વીઘન કદી વાટે;
થતું જો હોય સીર સાટે, મરીશું 'સત્યના માટે'
ભલે કો વિખનો મેવો, લઇને હસ્તમાં આપે;
છતાં પકવાન માનીને, જમીશું 'સત્યના માટે.'
કદી દુઃખી અતિ થાસું, ભલેને જંગલે જાસું;
પડે ત્યાં તાઢ કે તડકો, સહીસું 'સત્યના માટે.'
ખટરીપુ અરે ! જે છે, સતાવે જો અમોને તે;
બનીને સત્યના યોગી, ફરીસું 'સત્યના માટે.'
મળે ના જો કદી ખાવા, બને જો સૌ સગાં બાવા;
છતાં અસત્યમાં જાવા, ડરીસું 'સત્યના માટે.'
અમોને સત્ય છે પ્યારૂ, સહુ લાગે અવર ખારૂં;
કદી કરશું નહિ ન્યારૂં, કરીસું 'સત્યના માટે.'
વદુ નીશદીન હું સાચુ, કદી અસત્યના રાચું;
મંગલ પ્રભુ નામને યાચું, ભજીસું 'સત્યના માટે.'

મંગલ.

# ‘ કેસે તુમ યાર ચાહોગે. ’

## ગઝલ.

સુણો મમ પંથ કે સાથી, જંગલમેં તુમ જાવોગે;
તજી સંસારકી માયા, જંગલ કૈસે નીભાવોગે; સુણો.
સુખો સંસાર કે પ્યારા, કરો કાં યાર તુમ ન્યારા;
ગણો કાં વીખસે ખારા, જંગલ કેસે વસાવોગે. સુણો.
સુભોજન હાંસસે જમનાં, સગાં સહુ સાથસેં રમના;
કરો કાં દુઃખ કુ ખમના, અલક કેસે જગાવોગે. સુણો.
હજારો માલ મીલકતકુ, સકળ વૈભવને સુખકુ;
તજી પળમાં તમો કાંતે, ધુણી કેસે ધીખાવોગે. સુણો.
તજી દઇ સ્વાર્થકા હેતુ, તજી મ્હેરા અને તેરા;
તજી આ સાર વિન સંસાર, જંગલમેં કેસે રાહોગે. સુણો,
વળી ! જાડો અને પાડો, જાનવર ઔર જંગલનાં;
દારૂણ દેખાવ પેખી તુમ, કેસે બસ્તી બસાવોગે. સુણો.
કેસે પ્રભુ ગુણ ગાવોંગે;, કહો કયા યાર પાવોગે;
ખરે ! ત્યાં દુઃખી થાવોગે, કેસે ફળ પત્ર પાવોગે.
અરે ! ઓ યાર મમ પ્યારા, ભરો તુમ ભક્તિકે ભારા;
અહા ! અમૃતકુ પીવા, ‘ કેસે તુમ યાર ચાહોગે. ’ સુણો.

× × × × ×

અરે ! જંગલ વીસે જાકર, પ્રભુ ધુનને લગાવેંગે;
ખરે ! પ્રભુ ગાનને ગાકર, મંગલ અમ સ્વર્ગ પાવેંગે.

મંગલ.

---

# ગર્ભમાં રહેલા જીવની પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

## ઉગારો ગર્ભ વાસેથી.

—ગઝલ.—

નમાવું શીશ પ્રેમે ઇશ, 'ઉગારો ગર્ભ વાસેથી.'
મુઝાવું છું અરે! વા'લા, ઉગારો નર્ક વાસેથી. નમાવું.
અતીશય વેદના થાએ. ઉંધે માથે ન રે'વાએ;
બચાવોને ધરી બાંહે, 'ઉગારો ગર્ભ વાસેથી.' નમાવું.
વળી મલમુત્રથી આ તો, અરે, કુંપો ભરેલો છે;
રહું હું કેમ વિભજી, 'ઉગારો ગર્ભ વાસેથી. નમાવું.
ખરે! છે કેદખાનું આ, કહું છું હું મુખેથી હા;
કરી યત્નો બચાવાના, 'ઉગારો ગર્ભ વાસેથી.' નમાવું.
સુકામોને ખરે! ભેદી, બન્યો છું આજ તમ કેદી;
ગુન્હો સઘળોજ મા'રો છે, 'ઉગારો ગર્ભ વાસેથી.' નમાવું.
દીસે આ નર્કનો જોટો, મુને લાગે ખરે! ખોટો;
નાસું જાણે મુકી દોટો, 'ઉગારો ગર્ભ વાસેથી.' નમાવું.
કરી તમ નામને પ્યારૂં, અવર જાણીશ હું ખારૂં;
બચાવો તો ગણું સારૂં, 'ઉગારો નર્ક વાસેથી.' નમાવું.
ગયો છું હામ તો હારી, ભુલો જોશો નહિ મા'રી;
બતાવોને હવે બા'રી, 'ઉગારો નર્ક વાસેથી.' નમાવું.
વિનંતી ધ્યાનમાં ધરજો, ગુન્હો સહુ માફ તો કરજો;
પ્રભુ આ દુઃખને હરજો, 'ઉગારો ગર્ભ વાસેથી.' નમાવું.

× × × × ×

વિનંતી વીઠુલે જાણી, દયા તવ ઉરમાં આણી;
બંધનથી છોડીઓ પ્રાણી, 'ઉગારો ગર્ભ વાસેથી.' નમાવું.

# બેમાંથી ડાહયો કોણ ?

પાસાભાભા કરગરી કહું તે હાંભળો,
ઢાંઢાં મારે બે સાર, ઢાંઢાં મારે બે સાર—સાર. પાસાભાભા.
માંકડ, કુકડ ને કારો ને વળી કાબરો;
બેતર બેડે હોંશિઆર, બેતર બેડે હોંશિઆર—આર. પાસાભાભા.
એક દા'ડો હું ગીયો તો મારે હાહરે,
જમાઇ જાનીને વધાવી લીધો ખાહડે;
જોઇ અહે મારી નાર, જોઇ અહે મારી નાર—નાર. પાસાભાભા.
અલ્યા સોરાઓ તમે મુરખના સો સોકરા,
એક હીખામણ મારી કહું તે હાંભળો;
કહું અક્કલની વાત, કહું અક્કલની વાત—વાત. અલ્યા.
એક દા'ડો હું ગીયો તો અમદાવાદમાં;
ત્યાં તો થયો તો પ્રખ્યાત, ત્યાં તો થયો તો પ્રખ્યાત—ખ્યાત. અલ્યા.
માણેકચોકમાં જઇને ચોર્યાં મેં રેંગણાં;
ખુબ ખાધો ત્યાં માર, ખુબ ખાધો ત્યાં માર—માર. અલ્યા.
હાર જોડાંનો કોટે બાંધીને મને ફેરવ્યો;
લોક કરે પોકાર, લોક કરે પોકાર—કાર. અલ્યા.
એક હીખામણ મારી કહું તે હાંભળો;
કહું અક્કલની વાત, કહું અક્કલની વાત—વાત. અલ્યા.

લેખક—રમતો રામ.



# કન્યા વિક્રય.
## યાને
## એક બાળાની કરૂણાજનક કથા.

( રાગ–હરિગીત તથા ચોપાઇમાં ગવાશે )

પાએ પડો હું ઇષ્ટના, મમ પ્રેમની કથની કહું,
વદતાં મુખે પ્રીય પાઠકો ? નયને વહે અશ્રુ બહુ;
તોએ ધરી હીંમત કહું, છું વાત કરૂણા જનકની,
નિરદોષ બાળા એકની, છે વાત આ વિક્રય તણી ૧

× × ×

માતા પિતા પાળે મુને, રે ! પ્રેમ આણીને અતી;
કો' દીન બેસી પાસમાં, માતા ચુંબન કરતી હતી;
જો હું રિસાવું કોઇ દી', કલપાંત માતા તવ કરે;
જો હોય કો ઉપાધી તો, માતા અરે ! મા'રી હરે. ૨

સુખે રહી સંસારમાં, રમતી સખી ! સાથે જઇ,
કંકાસ કો' દી' નવ કરૂં, નવ માતને પીડું સહી;
મા'રા અહા ! સુભગુણ પેખી, માત મમ હરખાયરે !
જાવું સખી સાથે કદી, તો યેજ મન ગભરાયરે ! ૩

તેવી રીતે રે ! સુખમાં, કૈં' દીન તો ચાલી ગયા;
પણ પૂર્વના યોગો વડે, દીન દુઃખના પાસે થયા.
કે જન્મ કેરા ગામમાં, કોલેરો રે ! ઉત્પન્ન થયો.
પામે મરણ અતિ માણસો, ને કેર વર્તી તો રહ્યો. ૪

તેવે અરે ! મમ માતને કો'લેરો રે ! લાગુ થયો;
કૈં કર્મ સંયોગે કરી, પ્રતિદીન તો વધતો ગયો;

ડૉક્ટર અને વૈદ્યો તણી, કૈ કૈ દવાઓ વાપરી,
સારૂ થવા મમ તાતજી, પ્રતિદીન મે'નત તો કરી. ૫

સ્હામું ન જોતાં ખર્ચના, ઔષધ અતીસે તો કર્યું,
પણ સર્વ જનમાં એટનું, રે! પુન્ય પાછું ના ફર્યું;
અતિસય ઇલાજો યોજતાં, એ દર્દ તો વધતું જતું,
મમ માત કેરૂં કષ્ટ પે'ખી, આંસુ મમ વહેતું હતું. ૬

ર્‌હૉને દિવસ ત્રણ મંદગી, પછી પ્રાણ તો સ્વર્ગે ગયો,
તે કષ્ટના પરતાપથી, સાગર સુખોનો વહી ગયો;
મમ માતના સ્વર્ગે ગયે, ઘર કામ સૌ શીરે પડયું,
ઓ ? ઇષ્ટ કેવા ભવ તણું, આ પાપ આવીને નડયું. ૭

ઘરકાજ નારે! આવડે, રસોઇ પણ સાધે નહિં,
અકળાઉં હું ઘરમાં સદા, રે! એક ચાક ચઢે નહિં;
પણ ઇષ્ટની કરૂણા વડે, નિરાંત એક વાતે હતી,
પાડોશમાં એક પુત્રી 'તી, તે જોઇ વિશ્રાંતિ થતી! ૮

મારા થકી મોટી હતી, એ વર્ષનીં એ બાળરે!
શાંતિ સ્વભાવી, દીન વચની, કષ્ટમાં સુખકાર રે!
રહે સુખમાંહ્ય સદાંય તે, કંકાસ કો'દી' નવ કરે,
ઘર કામ સંભાળી સદા, પતિ આપદા ને તો હરે. ૯

તેના હૃદયના ગુણ પેખી, હર્ષમાં ઉભરાઉં હું,
નવ થાય કો' દી' ભેટ તો, મનમાં અતી મુંઝાઉં હું;
ગુણીઅલ ઘણેરી તે હતી, ઘર કાજ મુને બતાવતી,
જો કામ કો' નવ આવડે, તો તે બિચારી પતાવતી, ૧૦

સારી શિખામણુ દે સદા, ને બેનના સમ રાખતી',
પેખી અહા ! નિશ દીન તેને, કષ્ટ મમ વિસરી જતી',
ભણુવા જઉં નિશદીન હું, રે ! પ્રેમથી નિશાળમાં,
તેમ સુખે દીન નિરગમું, રહીને સદા સંસારમાં. ૧૧

આવે રજા જ્યારે મુને, તે દીન સખી સાથે રહું,
વાતો કરૂં વિનોદની, અહા ! વા'લ આણીને બહુ;
કો' દીન બેસી પાસમાં, સારૂં ભરત શિખવા જતી',
બગડે કદી મમ હાથથી, તો સ્નેહથી સુધરાવતી. ૧૨

તેમ સખીની સાથે રહી,
દિવસ કૈ નિરગમીયા સહી;
વર્ષ તેરની ઉમ્મર થઈ,
મમ પિતાને ફીકર રહી. ૧૩

તવ તાતે કર્યો વિચાર,
થૈ લાયક પરણાવા બાળ;
તેમ વિચારી મનની માંય,
ગયા કુટુંબ વસે છે ત્યાંય ૧૪

કુટુંબ કેરી પાસે જઇ,
વિસ્તારીને વાતજ કહી;
થૈ લાયક પરણાવા બાળ,
કહો કેમ તેણો વિચાર. ૧૫

'સુણી કુટુંબે મુખથી વાત,
કહી કુરસ્તા કેરી ધાત;

'આપે રૂપઇઆ જે જન,
તેહની સાથે કરો લગન'. ૧૬
સુણી તેમ કુટુંબો પાસ,
ઉપજ્યો મમ પિતાને ત્રાસ;
'દ્રવ્ય પુત્રીનું લેવું નહિ,
ભલે સુખ સૌ જાએ સહી'. ૧૭
તેમ પિતાએ કીધું બહુ,
સમજાવા કુટુંબો સહુ;
પણ કુટુંબો માને નહિ,
ગાંડા સમ ગણી કાઢયો સહી. ૧૮
દીધો ઠપકો અપરંમ પાર,
શું? સુજ્યું તુંજને રે! સાર;
શું? કરે છે સૌ જ્ઞાતિ જન,
તે તું વિચારી જો મન. ૧૯
જ્ઞાતિ રીત તો કરવી પડે,
ભલે કષ્ટ કન્યાને નડે;
નથી તેટલા મોટા તમો,
કે કન્યા દ્રંવ્ય નવ જમો. ૨૦
માટે વિચારી આ સાર,
કરો બાળનું વેવઇ સાર;
એજ વિચાર કહું છું ખરો,
વિપ્ર પાઠવા સગવડ કરો. ૨૧

× × × ×

કહ્યું વિપ્રને જાવો તમે, પાસે તણુારે ! ગામમાં,
માની કહ્યું મારૂ અરે ! કરશો ન ખામી કામમાં;
જઈ ગામમાં પુછજો તમે, આપે રૂપઇઆ જે વધું,
તે સાથ વેવઇસાર કરજો, કૌ' ખરે સઘળું સધું. ૨૨

× × × ×

તેવું કહી શેઠે પછી, વિપ્ર કીધો વિદાયરે,
તે વાત રાખી ધ્યાનમાં, વિપ્ર તે ગામે જાયરે,
સંધ્યા સમય અવલોકતાં પોં'ચી ગયો તે ગામરે,
એક શ્રેષ્ટ સૌથી સેઠ' તા, ત્યાં જઇ કીધો મુકામરે. ૨૩

ભોજન કર્યુંને રાત્ર થઈ, તવ વાત વિપ્રે તો કહી,
યજમાન મમની પુત્રીનો, આવ્યો વિવા' કરવા સહી;
જો હોય કો આ નગ્રમાં, લાયક રૂપઇઆ આપવા,
તો તે બતાવો સેઠજી, જમાત્ર કરીને સ્થાપવા; ૨૪

સમજુ તમે છો સેઠજી, લેજો વિનંતી ધ્યાનમાં,
જો હોય કો કૃપા કરી, મુજને કરો રે ? જાનમાં;
આ કામ મારૂં આટલું, પ્રેમે કરી સ્વીકારજો,
યજમાન મમ છે તેહ કેરા, દુઃખને વીદારજો. ૨૫

સુણી બીના સેઠે કહ્યું, વૃદ્ધ વણીક છે એકરે,
કરવું અરે ! છે લગ્ન તેને, પુછો જઇ તેના ઘરે;
તેવું સુણી મુખ સેઠના, વિપ્ર ગયો તેના ઘરે,
સૌ વાત કહીને પુછીયો, રે ! પ્રસ્ન પૈસાનો ખરે. ૨૬

સુણી વાત સેઠે વિપ્રની, આનંદ થઇજ અપારરેઃ !
ને કોલ કીધો આપવા, રૂપઇઆ પાંચ હજારરે !

તવ વિપ્ર વેવઇસારને, તે સાથ નક્કી તો કર્યો,
બીજે દિવસ ઉઠી સવારે, ગામ ભણી પાછો વળ્યો. ૨૭
આવી અહા ! નીજ ગામમાં, યજમાનના ઘેરે જઈ,
રે ? વાત વેવઈસારની, વિસ્તારીને સઘળી કહી;
સુણી વાત ચાલ્યા શેઠજી, ત્યાંથી કુટુંબની પાસરે ?
વિચાર કીધો લગ્નનો, જઇ જુજ દીનમાં ખાસરે, ૨૮

× × × ×

સૌ ગામમાં પસરી અરે, તે વાત વેવઇસાળની,
સુણી સોકાતુર સૌ થયાં, આવે દયા તે બાળની;
કન્યા કનકની પૂતળી છે, પણ પિતા નિરદય અરે !
કે દ્રવ્યમાં લોભાઇને, નાંખે કુવે બાળા ખરે ! ૨૯
રે ! વૃદ્ધ સાથે લગ્ન કરવા, સો કીધો વિચારરે !
બાળા ખરે ! ભોળી તણો, રે ! વ્યર્થ થ્યો સંસારરે !
ગોવીંદ ગરૂડા ગામી ઓ, પેખી આ મન મારૂં અરે !
ગભરાય છે દીલમાં અતી, નિર્દોષ દંડાએ ખરે' !

* * * * *

કુટુંબના કહેવા થકી, રે ! મમ પિતાએ પ્રેમથી,
તે વૃદ્ધની સાથે કર્યું, મમ લગન વાંચક ? નેમથી;
અતિસય પિતાને વિનંતી, રે વા'લ આણી મેં કરી,
પણ કુટુંબ કેરા કલેસથી, નવ વિનતી કાને ધરી. ૩૧
ભોળા હતા મમ તાત રે ! સમજે નહિ બે એકરે !
કુટુંબ આગળ તેમનો, ચાંલે નહિ કંઇ નેકરે !
કુટુંબ કેરી હા થવાથી, તેમની પણ હા અરે !
કુટુંબ કેરી ના થવાથી, તેમની પણ ના અરે ! ૩૨

આ છે ખરૂં કે ખોટુ તેનું, ગ્યાન કાન ધરે નહીં,
કુટુંબના કહેવા થકી, વરતે સહુ નિસદીન સહી;
કુટુંબ કે' પડો કુંપમાં, તો પણ બને ખુશી અરે !
જાણે નહિં પણ તેટલું, મમ પ્રાણ જાસે તો ખરે. ૩૩
કે તે બતાવી ઉલટું, રે ! સૌ જનાં અળગાં જસે,
પરિણામનાં માઠાં ફળો, રે ! રે ! સિરે મારે થસે;
હાથે કરી પડી કુપમાં. પાછળ કરે ! અફસોસ રે !
તેમાં અહા ! બીજા તણો, દીસે ખરો સો ? દોષરે ! ૩૪
× × × × ×
તે વાત વાંચક ? તેટલેથી, હા ! અરે ! બાકી રહી,
રે ? કષ્ટની કથની હવે, બાળા તણી કહુ છું સહી;
× × × × ×
આવી હવે તે સાસરે, પણ મોટું ઘરમાં કો નહિ,
ઘર કામ સૌ સંભાળવા, તેની મતી ચાલે નહિ, ૩૫
ઘરમાં વળી પતિ વૃદ્ધ પેખી, અંતરે મુંઝાયરે !
એ દુખ દેખીને હૃદયમાં, રે અતી અકળાયરે !
સારો દિવસ હું હું કરે, બાહાર જાએ નવ જરી,
દેખી સુતો તેને અરે ! અંતર રટે નિસદીન હરી. ૩૬
જાએ કદી સખી ? સાથમાં, તો હાંસી તેની સૌ કરે,
આ દુઃખ દેખીને અહા, અંતર સદા તેનું બળે;
સહચર રહે છે સુખમાં, એ દુઃખમાં દીન નિરગમે,
હે ઇસ તમને કાં ? ગમે, કે નિસદીન દુઃખમાં રમે. ૩૭

તેમ દીન દુખમાં વૈ' જાય,
પણ સુખ સ્વપ્ને નવ દેખાય;

દેખી સહચર કેરૂં સુખ,
બાળાને ઉપજે છે દુઃખ. ૩૮
કૈં પતિ સાથ વિનોદો કરે,
પતિ આપદાને કૈં હરે;
પાળે પતિવ્રત કુશળ ખેમ,
રાખીને નિસદીનનો નેમ. ૩૯
નડે નહિ ઉપાધીજ કોય,
જેનો સ્વામી સદ્ગુણ હોય;
મળે પતિ પોતાની જોડ,
સૌ મનના તો પૂરે કોડ. ૪૦
જેનો સ્વામી અક્કલ હીન,
તેના દુઃખમાં જાએ દીન;
જેને મળ સદ્ગુણ ભરથાર,
વહે દીન તેના સુખકાર. ૪૧
તે બાળા કેરો સ્વામીન,
હતો વૃદ્ધ પણ અક્કલ હીન;
નવ દીસે તેમાં ગુણ કંઇ,
(જેથી) ડુબે બાળા દુઃખની મહીં; ૪૨

× × × × ×

વધતા ગયા પ્રતિદીન રોગો, ખાંસી પણ વધતી ગઇ,
અતિ તાવ આવે આકળો, જેથી સકળ સુધી ગઇ;
રોગોતણા અપવાદથી, ઉત્પન્ન થયો ત્રિદોશરે !
તે કષ્ટ પેખીને મુને, અંતરે ઉપજયો રોશરે ! ૪૩

ડૉક્ટર અને વૈદ્યોતણું, ઔષધ કરૂં ક્યાંથી? અરે!
કારણ કહું પતિ પાસ તો, કોડી નહોતી રે! ખરે!
તે કષ્ટ પેખીને હૃદયમાં, રે! અતિશે હું ડરૂં,
અંતર બળે અતિ માહરૂં, પણ નાઇલાજે શું કરૂં? ૪૪
આખર જતાં મમ લગ્નના, દાગીના પાસે જે હતા,
'સંકટ સમય આવે ન કામે, ત્યારે તે સા કામના;?'
તે ધારી મેં પાડોશીને, વેંચાણ સારૂ મોકલ્યા,
વેચાણ જઇ ચવટે કીધું, છસેં રૂપિઆ તવ મલ્યા. ૪૫
જ્યારે મલ્યા જ્યાં રૂપિઆ, તવ કામ સરવે ઉકલ્યું,
ઔષધ કરાવા માટ મેં, ડૉક્ટર કને તેડું કર્યું;
તેડું કરેથી આવીયા, ડૉક્ટર અહા! મારે ઘરે,
નાડી તપાસીને અરે! વિચાર કીધો મન ખરે! ૪૬
મમ વૃદ્ધ પતિની પાસમાં, પાડોશી બેઠા જે હતા,
તે ડૉક્ટરે પાડોસીને, રોગોતણી સૌ કહી કથા;
વાપ્યો છે અતીશે ગણો, ત્રિદોષ કેરો રોગરે,
જેથી કહું દરદી અહા! બચવા નથી સંયોગરે, ૪૭
ઔષધ ભલે લ્યો માહરૂં, તેમાં મના મારી નથી,
ઉપાય કોડ ભલે કરો, પણ આસ બચવાની નથી;
આવી કથા ડૉક્ટર મુખેથી, મેં અરેરે!! સાંભળી,
નીરાશ દીલમાં હું થઇ, ને રે! હૃદય આવ્યું ભરી. ૪૮
આંસુ ભરાયાં આંખમાં, ગભરાઇ દીલમાં હું ગઇ,
પામી અતીશય ત્રાસને, ઉપજી ફીકર મનની મહી;
થાશે ગતી શી! માહરી, કરો કૃપા હે! ઇશરે!
લેજો હરિ પતિ આપદા, કહું હું નમાવી શીશરે! ૪૯

*　　*　　*　　*　　*

કાલાવાલા કીધા તેમ,
ટળે કેમ વિધીનો નેમ;
લખ્યું લલાટે બનતું જાય,
મીથ્યા બ્રહ્માથી નવ થાય. ૫૦

‘ માણુસ સુમત્ત આણે મંન,
પણ તુટે નહિં તેથી ત્રણ; ’
તેમ દીન તે વીતી ગયો,
શશીતણો ઉદય તો થયો. ૫૧

રાત પડી વાગ્યા જ્યાં બાર,
સહુજ સુતું થયું સુનકાર;
કન્યા બેઠી’તી તે પાસ,
રૂંધાયો ડોસાનો શ્વાસ. ૫૨

દેખી કન્યા પામી ત્રાસ,
ઉઠી ગઇ પાડોશી પાસ;
નિંદ્રાવશ થ્યા’તારે ! સહુ,
જઇ ત્યાં પાડી બૂમો બહુ. ૫૩

તવ પાડોશી જાગી ઉઠ્યા,
સમાચાર પુત્રીને પુછ્યા;
જોઇ પુત્રી ત્યાં શોકાતુર,
દીઠું નવ મુખ કેરૂ નુર. ૫૪

તવ આવ્યા સૌ પુત્રી ઘેર,
ડોસાની જોઇ ત્યાં પેર;

કો' નાડી જોવાને ખાસ,
કો' લાગ્યા જોવાને શ્વાસ. ૫૫

કીધી સૌએ તેમ તપાસ,
ગયો સ્વર્ગ ડોસાનો શ્વાસ;
'હે! દૈવ આ તેં શું કર્યું,'
રો' પોકાણ થઇ ત્યાં શરૂ. ૫૬

ડોસો મરણ પામ્યા સુણી, સૌ લોક શોકાતુર થયું,
બાળા બિચારીરે! તણું, અહા સુખ સરવે તો ગયું;
કો' જન કહે હે! ઇશ, આવું કાં! અરેરે!! તેં કર્યું,
બાળાતણું સૌભાગ્ય જે, તે કાં! અરેરે!! તેં હર્યું. ૫૭

બાળા બિચારી બાળપણમાં, રે! અહા! વિધવા કરી,
આ ભવ હવે તેનો ખરે! કરી કેમ જાસે તો હરી?
કો' જન કહે તેમાં અરે! શું? તો કરે રે! ઇશરે!
હાથે કરી પાસાણ સાથે, રે! કુટયું તું શિશરે! ૫૮

હાથે કરીને સિશ કુટી, રક્ત જ્યારેજ નીકળે,
તવ વાંક હરિનો તો કહો, પણ ત્યાં હાર તો શું? કરે;
દેખ્યા છતાં પડો કુંપમાં, પાછલ કરો અફસોસરે!
તેમાં જગત કર્તા તણો, દીસે કહો શો દોષરે? ૫૯

જેવું લણે તેવું મળે, એ વાત નિશ્ચય છે ખરે!
વાવો તમે બાવળ પછી, આંબો કહો ક્યાંથી ફરે?
તેવી રિતે કન્યા તણા, પિતાએ જાણી જોઇને,
બાળા વળાવી વૃદ્ધને, રે! દ્રવ્ય સાથે મોહીને. ૬૦

પાછળ પછી સૌભાગ્ય જોવા, દ્રષ્ટીથી જો ચાલતે,
હાથે કરેલું ઉલટું, ક્યાંથી પછી નિરખાય તે;
હાથે કરી જોયું હતું, રે! શુ? હતું આ ભાઈમાં,
કહોને પછી કાં ન પડે, સંસાર કેરી ખાઇમાં', ૬૧

× × × × ×

ડોસા તણો ગએ પ્રાણ સ્વર્ગે, સૌ જનો ભેગા થઇ,
સમસાન ભણી લેઇ જવા, તતપર થવા લાગ્યા સહી;
લાવી શ્રીફળ ને કફન તો, બાંધી ડોસાને ગાટડી,
ચારે જનો ઉઠી તહાં, ખાંધે ઉપાડી ઠાઠડી. ૬૨

લઈ ઠાઠડી ડોસા તણી, ચાલ્યા સ્મસાન ભણી સહુ,
સ્નેહી સગાં વિલાપ કરતાં, રે! અરે! અતિસે બહુરે;
તે ગામને છોડી દઇ, જાલી સ્મસાનની વાટડી,
થોડી વખતમાં સહુ જનો, પોં'ચ્યા લઇ ત્યાં ઠાઠડી. ૬૩

સહુ જન મળીને કાષ્ટ કીધાં, એકઠાં સરિતા તિરે,
રે! રે! ઉચ્ચારે મુખ સૌ, રામ નામ ધીરે ધીરે;
ડોસો સુવાડયા ચેહમાં, ખડકી ચીતાને સહુ જને,
કરવા પછી દા' અગ્નીનો, ઉઠી ગયા ચીતા કને. ૬૪

પછી દાહ અગ્નિનો કરી, ઉઠયા સહુ જન તો મળી,
સરિતા કિનારે આવીને, બેઠા સભા ત્યાં તો ભળી;
વાતો કરે કૈં કૈં જનો, મારે ગપાટા કે અરે!
પણ આ બન્યો પરિણામ, તેની વાત કોઈ નવ કરે. ૬૫

પણ સુજ્ઞ તેમાં એક ’તો, તેની હતી રે ! સુમતી,
તેને કહ્યું ઓ ભાઇ, સુણો બાળ કેરી વિનતી;
આપણુ તણી રે ! જ્ઞાતિમાં, આ અધમ રીત તો એક છે.
કન્યા વિક્રયના ફળ તણા, આવા ઘણારે ! લેખ છે. ૬૬

માટે તમો અટકાવવા, ઉપાય જલ્દી આદરો,
અટકે થતાંરે ! બાળ લગ્નો, તેવું તે જલદી કરો;
જેથી બુરા પરિણામના, માઠાં ફળો રે ! નવ મળે,
થાએ સુધારો જ્ઞાતિમાં, જેથી અહા ! નિશ્ચે ખરે ! ૬૭

માટે વિચારીને સહુ, ધ્યાને લઇ મમ વિનતી,
મોરબ્બીઓ જ્ઞાતિતણા, આ વાત અટકાવો થતી;
જે વાત મુખે મેં કહી, તે રાખજોરે ! ધ્યાનમાં,
આ બાળની હો વિનતી, સૌ રાખજોરે ! જાનમાં. ૬૮

વદી તેટલું પછી બાળ બેઠો, બંધ કીધી વાતરે !
પણ સાંભળી તે એકને, મનમાં થયો ઉતપાતરે !
કારણ વિક્રય કન્યાતણા, તેને અતિ કીધા હતા,
કરતો દલાલી તે સદા, સૌ પાસ તેની તો જતા. ૬૯

કરી ક્રોધ બોલ્યો મુખથી, તે બાળના સામું અરે !
ડા’પણ કરીશ જાજુ નહિ, લેજે કહ્યું માની ખરે !
ડાહ્યો અરે ! તું એકલો, શું સૌ જનો ગાંડા હશે,
વિચારી જોને મુરખા, રે શ્વાન પેઠે શું ભસે ? ૭૦

આજ તો બોલી ગયો, પણ તું હવેથી વિચારજે,
હું તો કહું છું રે ! ખરૂં, તુજ શાણપણને બાળજે,
આ રીત જે વિક્રયતણી, ઉત્તમ ગણી છે જ્ઞાતિમાં,
વિક્રયવાળોરે ! ગણાએ, ઉંચ સઘળી જાતિમાં. ૭૧

તે કર્મથી શું ? લાભ છે, જેરે ! કમાવું ના પડે,
પૈસો મળે ફોગટતણો; જેથી ઉપાધી ના નડે;
માટે અરે ! ઓ ભાઇ મમ, કર તેતણોરે ! ખ્યાલને,
વિચાર મુજને જે કહ્યો, તેને અરે ! તું બાળને. ૭૨

*   *   *   *

બાળક બિચારો શું કરે ? માથું કુટે તેથી ભલે,
કારણ કહું તે એકલો, તેના મતે કો નવ મલે;
તોએ કરી ગણી વિનતી, પણ ધ્યાન કોએ નવ ધરી,
આખર બિચારો બાળ બેઠો, એકલો ત્યાં તો ડરી. ૭૩

×   ×   ×   ×

નાહી સરિતામાં સહુ, રે ! ગામ ભણી પાછા વળ્યા,
તે વૃદ્ધના ઘેરે જઇ, વિખરાઇ સૌ જન તો ગયા;
બાળા રહી પણ એકલી, બિચારી નીજના ઘેરરે,
સંભાળ કોઇ નવ જુવે, કે 'શી ? હશેરે ! પેરરે ! ૭૪

માતા પિતા કુટુંબ સહુ, તે તો રહ્યા નીજના ઘરે,
પણ કોઇ લાવ્યું ના દયા, તે રંક બાળાના પરે;
બાળા બિચારી સું કરે ? રે ! પાસ કોડી નવ મળે,
જેથી અરે ! તે નીજનું, રે ! પેટ કયાંથી તો ભરે. ૭૫

પણુ તે સખીના પાસથી, જે ભરતકામ શીખી હતી,
જેથી ભરીને ભરતને, ગૃહરાજ્યને નીભાવતી;
તેમજ બિચારી એકલીરે ! નીજ મંદીરે રહી,
તેમ સુખ દુઃખમાં દીવસરે, નિરગમ્યા સઘળા સહી. ૭૬

બાળાતણુારે ! કષ્ટની, કથની પુરણુ થઇ તો અરે !
રહી વર્ષ દશ વિધવાપણું, તે બાળ ગઇ પ્રભુના ઘરે !
મમ પ્રેમની કથની કહી, પણુ તે હજુ બાકી રહી,
બાળાતણુા પિતાતણી, પાછળ દશારે ! શી થઇ ! ૭૭

કન્યા વિક્રયના પરતાપ,
દુઃખ પામ્યા બાળાના બાપ;
લક્ષ્મી સહુનો નાસજ થયો,
સુખ સાગર તેનો વહી ગયો. ૭૮

મે'નત લોકોની તો કરે,
ઉદર જેથી તે તો ભરે;
અતિ મંદગી સેવી અરે !
ગયા સ્વર્ગ જુજ દીનમાં ખરે ? ૭૯

* * *

* * *

તેવાં ફળ પામ્યાં તે સહી,
વાત વિક્રય તણી મેં કહી. ૮૦

# બાળ લગ્નથી થતા ફાયદા.

—ગઝલ—

બને સુદેશની પડતી, તજો એ બાળ લગ્નોને;
થવાને હીંદની ચઢતી, તજો એ બાળ લગ્નોને. બને૦

અરે ! એ બાળ લગ્નોથી, બળી બેઠું જ જળ સૌનું;
ગુમાવી નુરને બેઠા, લઇને દુઃખ સા ભવનું. બને૦

બન્યા કૈં બાયલા જેવા, વલી કૈં હીજડા તેવા;
અરે ! આ આર્ય ભૂમીમાં, રીવાજો એ બૂરા કેવા બને૦

યુવતી બાળ લગ્નોથી, ધરે છે ગર્ભને તેતો;
અનિતી ફળ પછી આવે, અરેરે ! ! રે ! જોયાં મેં તો. બને૦

મળે કાં બાળ જન્મીને, જીવે તો થાય તે રોગી;
ગળે કાં તો ગરભ તેનો, બને આયુષ્ય કમ ભોગી. બને૦

રૂઢી એ જેર્થીને આર્યો, પડો ના ! ના ! તમો વળગી;
વિચારી દીલમાં વાતો, કરી દો તેહને અળગી. બને૦

અહા ! કૈં દેશ એવા છે, નથી જ્યાં રૂઢીયો એવી;
પ્રજા તેની તમે જુવો, સુખી બાહદુર છે કેવી. બને૦

ધરો જો ચિત્તથી ચા'વા, તમો સુદેશની ચઢતી;
તજો આ રીત બૂરીને, રહે ઉપાધીઓ નડતી. બને૦

બને બળવાન નિરોગી, રહે જેથી પ્રજા સુખે;
ધરો આ સીખ અંતરમાં, કથી જે મંગલે મૂખે. બને૦

લેખક.

મંગળ ડી. શાહ.

## પુસ્તક મળવાનું ઠેકાણું:—

શા. મંગલદાસ દામોદરદાસની દુકાને પહોંચે.
મુ. ખરવાઇ,—પો૦ બદલાપુર.
જી. આઇ. પી. રેલ્વે.

શા. સોમચંદ જીવાદાસ,
મુ. નેરલ,
પો૦ નેરલ—તા૦ કરજત.

ફકત સાડાચાર આનાની ટીકીટ મોકલવાથી ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે.

---

## ‘ શ્રી બ્રહ્માણી સ્તવન ’

સુંદર અને રસીક કાવ્યોથી વિભુસીત ફક્ત થોડીજ નકલો સીલીકમાં છે માટે આજેજ દોઢ આનાની ટીકીટ બીડી ઘેર બેઠાં મંગાવી લો.

શરનામું:—મંગલદાસ દામોદરદાસ શાહ,
મુ૦ આંબલીઆરા, ભાથીજીના.
( ગુજરાત ) એ. પી. રેલ્વે.

---

લખો આજેજ લખો.

## મંગલ પુષ્પ.

જે રસમય કાવ્યોથી ભરપુર:—આ પુસ્તક અમારા તરફથી થોડા સમયમાં છપાઇ બાહાર પડશે. તો તેના અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવશો. અગાઉ ગ્રાહક થનારનાં નામ મજકુર પુસ્તકમાં છપાવવામાં આવશે. કીંમત રૂ. ૦—૪—૦, પોસ્ટ ખર્ચ જુદું.

લખો:—
લેખકને [ પૃષ્ઠ પહેલે જુવો. ]